ઘર ઉપયો

ગી વાંચનમાળા-પુસ્તક ૧લું.

# વેનિસનો વેપારી.



મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ.
નાણાવટ, સુરત.

કિમ્મત ત્રણ આના.

ઘર ઉપયોગી વાંચનમાળા-પુસ્તક ૧લું.

# વેનિસનો વેપારી.



પ્રસિદ્ધ કરનાર,

મેશર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ.

નાણાવટ, સુરત.

# પ્રસ્તાવના.



## ગુર્જર સંસારની ગૃહદેવીઓ—મારી બેનો,

ઘર એ મધુર શબ્દમાં આખો સંસાર સમાય છે. મનુષ્યની વૃદ્ધિનું, પ્રજાની પ્રગતિનુ, દેશની ઉન્નતિનુ પહેલું પગથિયું ઘર છે. જે પ્રમાણે ગ્રહમંડળમાં સૂર્ય મધ્યબિન્દુ છે અને તેના આકર્ષણથી સર્વ ગ્રહો નિયમિત ગતિમાં રહે છે, તેમ ઘર—મંડળમાં તમો મધ્યબિન્દુ છો અને તમારા પ્રેમ—આકર્ષણથી ઘરના સર્વજન નિયમિત ગતિમાં રહી પોતાના કાર્ય કરે છે. ગૃહરાજ્યમાં તમારી સત્તા સર્વોપરી છે અને હોવી જોઇએ. માતા તરીકે તમારો દરજ્જો ઉંચો છે; તેમ તમારે માથે જવાબદારી પણ ભારે છે. તમારા બાળકો જે આપણા દેશની ભવિષ્યની આશાઓ છે તેમની કેળવણી, તેમના સદ્વર્તન તથા સદાચારની દોરવણીનો આધાર તમારા ઉપર છે. જો આપણા દેશના, રે આખા જગતના સુખદુઃખ ભવિષ્યની પ્રજા ઉપર આધાર રાખે, અને જો એ ભવિષ્યની પ્રજાના વર્તન તથા આચારવિચાર તમારા ઉપર આધાર રાખે તો તમારા દરજ્જાનો પ્રભાવ કેવો!

માતાઓ, તમો તમારાં બાળકોને નઠારા છોકરા છોકરીઓની સંગત કરવા દેતા નથી. તમો બાળકોને કહો છો કે 'સોબત તેવી અસર.' પણ તમારાં બાળકોના છુપા અગોચર સોબતીઓ છે, તેનુ કેમ? નાટકો તથા સિનેમાના અધમ કામોત્તેજક દેખાવો તમારાં બાળકો જુએ છે, તેનુ રાતદિન મનન કરે છે, નિર્દોષ બાળકોને ઝેર સમાન થઈ પડે એવાં પુસ્તકો વાંચીને પોતાના અંતઃકરણની નિર્મળતાને મલીન કરે છે. આ બેમાલૂમ દુષ્ટ સોબતીઓની અસર કેવી હોવી જોઈએ? તમો બાળકોના સોબતીઓ ઉપર નજર રાખો છો, તો આ તેમના છુપા સોબતીઓ ઉપર વધારે નજર રાખવાની જરૂર છે.

કેળવણીના પ્રસાર સાથે પુસ્તકો વાંચવાનો શોખ વધે એ સ્વાભાવિક છે. પણ બાળકોના હાથમાં કેવા પુસ્તકો છે તે તપાસવાનું કામ

માતાપિતાનુ છે. પિતા તો જગતની રેંટમાળમાં રાતદિન રગદોળાયલા એટલે કદાચ આળસાઈ જાય, પણ માતાઓ, તમારી આ પવિત્ર ફરજ છે કે તમારા છોકરા છોકરીઓ કેવાં પુસ્તકો વાંચે છે તેની તપાસ કરવી. સારાં પુસ્તકો સારા શીક્ષકો સમાન છે. ઉંચ વિચારો ઉત્પન્ન કરે, સદ્ગુણને પોષે, ઉંચ રેહણી કરણી તરફ મનને દોરવે એવાં પુસ્તકોજ બાળકોના હાથમાં હોવાં જોઇએ. સરકારે censorship તો માત્ર એ ચાર વરસ રાખી પણ માબાપોએ censorship of books હમેશની રાખવી જોઇએ. જો રાત્રે ઘરના કામકાજ પછી નવરાસની વેળાએ માતાઓ પોતાના બાળકોને પાસે બેસાડી સારાં સારાં પુસ્તકો વાંચે અથવા વંચાવે તો એવાં વાંચનથી અનેક લાભ થાય. આપણા ઘરોમાં અરસપરસ માન, પ્રેમ, વગેરે હોય છે, પણ દુર્ભાગ્યે સ્ત્રી પુરૂષ વચ્ચે, માબાપ તથા બાળકો વચ્ચે જોઇએ તેવી સંગતિ નથી—there is a sad lack of comradeship between the husband and the wife, between parents and children. આવી સંગતિ સ્થાપવાને રાત્રીનાં સારાં વાંચનની જરૂર છે; અને તેવું વાંચન પુરૂં પાડવું તે આ **ઘર ઉપયોગી વાંચનમાળાનો** ઉદ્દેશ છે. એ વાંચનમાળાનું પહેલું પુસ્તક આ નાની ચોપડી છે. પ્રગટ કરનાર મેશર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સનો એવો વિચાર છે કે જો આ નાના પુસ્તકને હિંદુ પાર્સી વગેરે સુજ્ઞ કુટુંબો તરફથી સારો ટેકો મળશે તો એવાં અનેક બોધદાયક નાના પુસ્તક છપાવી પ્રગટ કરવાં. આવાં પુસ્તકો વાંચવાને રૂચિ પ્રગટે અને ઘરઘર આવાં પુસ્તકો વંચાય એવા હેતુથી આ વાંચનમાળાના પુસ્તકોની કિમ્મત બહુ થોડી રાખી છે.

સુરત.
૨૧મી મે, ૧૯૨૦.

મંચેરશાહ પાલનજી કેકોબાદ.



# વેનિસનો વેપારી.

અંગ્રેજો હિંદુસ્થાન સાથે વેપાર કરવાને અર્થે ઇ. સ. ૧૬૧૨માં અત્રે આવ્યા. તેઓએ પોતાની પેહેલી કોઠી સુરતમાં સ્થાપી કેમકે તે વખતે પશ્ચિમહિંદનું મુખ્ય બંદર સુરત હતું. અંગ્રેજો આવ્યા તેની એકસો વર્ષ પહેલાં પોર્ટુગીઝ લોકો વેપાર કરવા માટે અત્રે આવ્યા હતા. એ પોર્ટુગીઝ લોકોએ હિંદુસ્થાન આવવાનો જળમાર્ગ શોધી કહાડ્યો હતો અને સો વરસ સુધી એમનો હિંદ જોડે વેપાર ધમધોકાર ચાલતો હતો. પોર્ટુગીઝ લોકોને આપણા લોકો ફિરંગી કહેતા હતા અને તેમના વંશજોને એજ નામે ઓળખીએ છીએ. પોર્ટુગીઝ લોકોએ હિંદ આવવાનો સીધો માર્ગ શોધી કહાડયો તે પહેલાં આરબ વેપારીઓ હિંદુસ્થાનનો માલ અહિંથી મિસરદેશ અથવા તુર્કસ્તાનને કિનારે લઈ જતા અને એ ઠેકાણે વેનિસના વેપારીઓ આવી હિંદનો માલ તેઓ પાસેથી ખરીદતા અને યુરપખંડના બીજા દેશોમાં ભારે નફો ખાઈ વેચતા હતા.

વેનિસ શેહેર ઇટાલી દેશમાં તે વખતે એટલે ક્રિસ્ટીઆનના પંદરમાં સૈકામાં સૌથી મોહટું તથા દ્રવ્યવાન બંદર ગણાતું હતું. ત્યાંના વેપારીઓ, નાખોદાઓ, વહાણવટીઓ ઘણા સહાસિક અને નૈકાગમનમાં કુશળ ગણાતા હતા; તેઓ કરોડો રૂપીઆનો માલ લાવતા અને તેને દેશદેશ સારે ભાવે વેચતા હતા. એ શેહેર નાના તથા પાસેપાસે આવેલા એવા દસપંદર ટાપુઓ ઉપર બાંધેલું છે. તેથી ત્યાં મોહટા ધોરી રસ્તાઓને બદલે નહેરો આવી રહી છે અને એ નહેરો ઉપર સુંદર હોડીઓ આવજા કરે છે. જેમ આપણા શેહરોમાં ઘોડાગાડીઓ તથા મોટરોમાં બેસી લોકો ફરવા જાય છે તેમ વેનિસમાં લોકો હોડીઓમાં બેસી ફરે છે. અને રાત્રે જ્યારે રસ્તાપર ને ઘરોમાં દીવા થાય છે ત્યારે તેનો પ્રતિબિંબ નેહેરોના પાણીમાં પડવાથી ઉપર અને નીચે રોશનીનો ઝગઝગાટ થઈ રહે છે. લોકોને ગાયનનો બહુ શોખ હોવાથી તેઓ ચાંદરણી રાતે

હોડીઓમાં વાજીંત્રો સાથે લઈ સેહેલ કરવા નિકળે છે. રોનકદાર મકાનો, ભવ્ય મંદીરો, સ્થીર પાણીવાળી નહેરો, તે ઉપર ચાલતી રંગબેરંગી હોડીઓ, એ હોડીઓમાંથી નિકળતો વાજીંત્રોનો નાદ—આ શોભાઓ એકઠી મળવાથી વેનિસ શેહેરનો દેખાવ બહુ મોહક લાગે છે.

આ પ્રખ્યાત શેહેર જ્યારે તેની પૂર્ણકળાએ પોંહચ્યું હતું ત્યારે ત્યાં એક શ્રીમંત વેપારી રહેતો હતો. તેનું નામ એન્ટોનિયો હતું. એ જેવો શ્રીમંત હતો તેવો ઉદાર પણ હતો. વેપારીઓમાં એની ધીરધાર સારી હતી કેમકે બહુ થોડે વ્યાજે નાણા ધીરતો હતો અને ગરીબ માણસો પાસેથી કાંઈ વ્યાજ લેતો નહિ. જ્યારે કોઈ માણસ ભીડમાં આવી પડતો ત્યારે એન્ટોનિયો તેને ઝટ મદદ કરતો અને જ્યારે તે માણસ પોતાને ધીરેલી રકમ તથા વ્યાજ લઈ તેને આપવા જતો ત્યારે તે વ્યાજ લેતોજ નહિ અને કહેતો કે મેં તો તમારી ભીડ ટાળવા આ રકમ આપી હતી, નહિ કે વ્યાજ ખાવા. આવી ઉદાર નીતિને લીધે એન્ટોનિયો બહુજ લોકપ્રીય થયો હતો. એજ વેનિસ શેહેરમાં તે વખતે એક બીજો વેપારી હતો તેનું નામ શાઈલૉક હતું. તે જાતનો યહુદી હતો. ચંચળાઈથી વેપાર કરીને તથા વ્યાજુ ધંધો કરીને શાઈલૉકે મોટી દોલત મેળવી હતી. પણ તે એવો મખીચુસ હતો કે વ્યાજનું વ્યાજ લે પણ એક પઈની છુટ મુકે નહિ. આ કૃપણ શાઈલૉક અને ઉદાર એન્ટોનિયો વચ્ચે અણબનાવ હોય એમાં શી નવાઇ. મોટાં ચૌટામાં જ્યારે વેપારીઓ ભેગા મળ્યા હોય ત્યારે નિત્ય એન્ટોનિયો શાઈલૉકને ખીજવતો. "કેમ, શાઈલૉક આજે કોણ તારા સપાટામાં આવ્યો? કેટલાને ગરદન માર્યા? પેલી બાપડી વિધવાનો રેંટીઓ અને ઘંટી તું વ્યાજમાં તાણી ગયો. તે હવે પોતાનું ગુજરાન કેમ કરશે? અલ્યા, જો વાઘને દયા હોય તો તને દયા આવે." આમ રોજરોજ એન્ટોનિયો ટોળ કરી શાઈલૉકને ખીજવતો અને બધા વેપારીઓને રમુજ પડતી. શાઈલૉક એક અક્ષર પણ બોલતો નહિ. તેના મનમાં દ્વેષભાવ ભારે ઝામ્યો હતો. તે મનમાં બોલતો "બચ્ચા, તું મારા સપાટામાં આવતો ખરો, પછી તને સુંઠનો સ્વાદ ચખાડીશ. તને છોડું! કદી નહિ. તને છોડું તો મારી જાતને ધિક્કાર!

એન્ટોનિયોના ઘણા મિત્ર હતા પણ બધા મિત્રોમાં એને બૅસૅનિયો નામના એક કુલીન જુવાન ઉપર વિશેષ પ્રીતિ હતી. જેમ ધનવાન પુરૂષોના લાડકવાયા છોકરાઓને દોલત કેમ મેળવાય છે તેની જાણ હોતી નથી, અને તેમને દરકાર પણ હોતી નથી, તેમ બૅસૅનિયોને આવક થોડી અને ખરચ વધારે હતો. અને જ્યારે ભીડ પડતી ત્યારે એન્ટોનિયો કને દોડી જતો. એન્ટોનિયો કદી એને ના ન કહેતો; તરત મદદ કરતો. એક દીવસે બૅસૅનિયો આવીને એન્ટોનિયાને કહેવા લાગ્યો, "મારા પરમમિત્ર, વળી તારી મને મદદ જોઈએ છે." એન્ટોનિયો બોલ્યો "જે મારૂં છે તે તારૂંજ છે, જે જોઈએ તે લે. આપણ બન્ને વચ્ચે કાંઈ અંતર છે?" બૅસૅનિયો બોલ્યો "પણ આ વખતે મને મ્હોટી રકમ જોઇએ છે. ભાઈ, મારે એક કુલીન સ્ત્રી સાથે પરણવાની ઇચ્છા થઈ છે. એના પિતા જીવતા હતા ત્યારે હું એને ત્યાં જતો હતો. તે વખતથી અમારા વચ્ચે પ્રીતિ બંધાઈ છે, મારે પરણવાનું માગું કરવા જવું છે. ત્યાં બીજાઓ પણ આવનાર છે. એવે પ્રસંગે મારે જરા ઠાઠ-માઠથી જવું જોઈએ. વળી આપણો રમુજી મિત્ર ગ્રેશ્યાનો મારી જોડે આવનાર છે. એના ટોળટપ્પાથી ગમત પડશે. હું આવતે બુધવારે જવા ધારૂં છું." એન્ટોનિયો બોલ્યો–"પણ તને કેટલા ડકૅટ જોઈએ છે, તે કહેની!" (વેનિસમાં તે વખતે સોનાનો જે સિક્કો ચાલતો હતો તેની કીમત ૯ શિલિંગ હતી અને તેને ડકૅટ કહેતા હતા.) બૅસૅનિયો બોલ્યો– મારે ૩૦૦૦ ડકૅટ હાલ જોઈશે. એન્ટોનિયો કહે–ભાઇ, મારી પાસે હાલમાં એક પાઈ નથી, મારાં સફરી વહાણો એક બે મહીનામાં આવશે, તેથી ચાલ, આપણે શાઇલૉકને ત્યાં જઈએ અને તેની કનેથી વ્યાજે નાણું લઈએ. એના હાથમાં રોકડ નાણું હમેશ હોય છે.

બન્ને મિત્રો શાઇલૉકને ત્યાં ગયા. બૅસૅનિયોએ કહ્યું "શાઇલૉક અમારે ૩૦૦૦ ડકૅટ જોઈએ છે. તારે જે વ્યાજ જોઈએ તે લેજે, પણ અમને આટલા ડકૅટ આજને આજ આપ. એન્ટોનિયો મારો જામીન થવા તૈયાર છે. તું જાણે છે કે એના વહાણો એક બે મહીનામાં આવી પોંહચશે, ત્યારે હું તને ચુકવી આપીશ."

શાઈલૉક—ત્રણ હજાર ડકૅટ ! ત્રણ હજાર ડકૅટ જોઈએ છે ?

બૅસૅનિયો—હા, ત્રણ હજાર ડકૅટ અને ત્રણ માસની મુદ્દત.

શાઈલૉક—ત્રણ મહીનાની મુદ્દત ? કેમ ?

બૅસૅનિયો—હા, ત્રણ મહીના.

શાઇલૉક—ત્રણ હજાર ડકૅટ ? હં ! ત્રણ હજાર ડકૅટ !

બૅસૅનિયો—હા, હા, ત્રણ હજાર ડકૅટ. ત્રણ માસની મુદ્દત અને એન્ટોનિયો જામીન.

શાઈલૉક—ત્રણ હજાર ડકૅટ, ત્રણ માસની મુદ્દત અને એન્ટોનીઓ જામીન ! ઠીક, ઠીક !!

બસ—કેમ, શું કહો છો ? હા કે ના.

શાઇલૉક—એન્ટોનિયો જામીન થવા તૈયાર છે ! એન્ટોનિયો માણસ તો સારો છે, પણ આસામી કેવો ? સધર આસામી ?

બૅસૅનિયો—કેમ, એના સધરપણા વિષે તમને શક છે ?

શાઇલૉક—ના, ના, મને કશો શક નથી. આસામી સધર છે. (મનમાં-બચ્ચા તને સપાટામાં લઉં છું.)

બૅસૅનિયો—કેમ ત્યારે, નાણુ ધીરશો ? વ્યાજ શું લેશો ?

શાઇલૉક—એન્ટોનિયો મારી બહુ મજાક કરે છે, મને કૃપણ, મખીચુસ, કહી ખીજવે છે. પણ મારે એને બતાવી આપવું છે કે હું છેક એવો નથી. જાઓ, મારે તમારી પાસથી વ્યાજ નથી લેવું. હું તમને ૩૦૦૦ ડકૅટ લાવી આપું છું.

બૅસૅનિયો એન્ટોનીઓને—આતો નવાઈ જેવી વાત. શાઇલૉક વ્યાજ લેવા ના કહે છે.

શાઈલૉક—હા, હા, મારે વ્યાજ નથી લેવું.

એન્ટોનિયો—જો, શાઇલૉક, હું તો તારી મજાક કરતો આવ્યો છું. તેમજ કરીશ, હોં ! તું જાણે કે વ્યાજ ન લઉં તો એન્ટોનિયો મુંગો રહેશે પણ તેમ થવાનું નથી.

શાઇલૉક—તારે મારી મશ્કરી કરવી હોય તો કરજે. હું ઓટોળ કરવા માગું છું. ચાલ, મને એક દસ્તાવેજ લખી આપ કે "જો ત્રણ

માસની મુદતમાં ૩૦૦૦ ડકૅટ તારાથી ન અપાય તો હું તારૂં એક શેર માંસ તારા શરીરના ગમે તે ભાગપરથી કાપી લઉં."

એન્ટોનિયો—અલ્યા, આ કઈ જાતની શરત !

શાઇલૉક—હું તો ટોળ કરૂં છું. મારે વ્યાજ નથી લેવું, હું તો એક શેર માંસ લઈશ. કેમ છે મરજી? હોય તો ચાલો વકીલને ત્યાં.

એન્ટોનિયો—હા, ચાલો, હું રાજી છું.



કેમ છે મરજી? હોય તો ચાલો વકીલને ત્યાં.

બૅસૅનિયો—ના, ના, એવી શરત કેમ લખી અપાય? એમાં મને તો કાંઈ કપટ હોય એમ લાગે છે.

શાઇલૉક—અરે, કોણ શેર માંસ લેવાનો અને કોણ આપવાનો. મારાથી એન્ટોનિયોનુ માંસ લેવાય! શી વાત કરો છો? એ તો જરી ગમત કરવા માગું છું. ચાલો વકીલને ત્યાં. હું ડકૅટ લેતો આવું છું.

બૅસૅનિયો અને એન્ટોનિયો વકીલને ત્યાં ગયા—શાઇલૉક પણ ૩૦૦૦ ડકૅટ લઇને ત્યાં આવ્યો. બૅસૅનિયોએ બહુએ સમજાવ્યો તે:છતાં એન્ટોનિયોએ દસ્તાવેજપરથી સહી કરી. બૅસૅનિયો ૩૦૦૦ ડકૅટ લઈ ઘેર ગયો.

સુરતની પાસે એક સુંદર હવાખાવાનું સ્થળ છે. ડુમસ એ ગામનું નામ આજ કાલ બહુ જાણીતું થઈ પડયું છે. ત્યાં શ્રીમંતોના બંગ-

લાઓ છે, સુંદર વાડીઓ છે, દરિયા કિનારે લોકોની સગવડ માટે બેઠકો બનાવી છે. દર વરસે લોક હવાખાવાને એ ઠેકાણે આવે છે. વેનિસની પાસે ડુમસના જેવું એક સુંદર ગામ હતું. તેનું નામ બેલ્મોંટ હતું. ત્યાં એક વિશાળ વાડીની વચ્ચોવચ્ચ એક ભવ્ય બંગલામાં પોર્શિયા નામની એક શ્રિમંત બાઈ રહેતી હતી. પાર્શિયા પોતાના માબાપની એકની એક દીકરી હતી. જ્યારે એનો પિતા મરણ પામ્યો ત્યારે પોર્શિયાને પોતાની બધી મિલ્કત સોંપી ગયો. એ બાઈમાં કુલીનપણાના સર્વ લક્ષણો હતા. તે સદ્ગુણી, નમ્ર સ્વભાવની, કોમળ અંતઃકરણવાળી, સુશીલ, ભણેલી, ઠરેલ બાઈ હતી. જેમ પ્રાચીનકાળમાં આપણા દેશમાં સ્વયંવરનો રીવાજ હતો, તે પ્રમાણે યુરપખંડના ઘણા ખરા દેશમાં એવો રીવાજ હતો અને અદ્યાપી છે. પણ પોર્શિયાનો પિતા ઘણો અનુભવી તથા દીર્ઘ દષ્ટિવાળો પુરૂષ હતો. તેણે પોર્શિયાને કહ્યું હતું કે કોઈ પણ માગું કરવા આવે ત્યારે તેને આ ત્રણ નાની પેટીઓ બતાવી કહેવું કે આ ત્રણ પેટીમાંથી એક લ્યો અને તે ખોલી તેમાં જે જવાબ લખેલો નિકળે તે પ્રમાણે ચાલો. એ ત્રણ નાની સુંદર પેટીઓમાંની એક સોનાની, બીજી રૂપાંની અને ત્રીજી સીસાંની હતી. જે કોઈ માગું કરવા આવે તે સોનાની પેટી લઈને ખોલે. તેમાં લખેલું હતું કે જેટલું પીળું એટલું સોનુ નહિ; તમે બહારનું રૂપ જોનારા છો. ગુણની પરીક્ષા કરનારા નથી. તમને પોર્શિયા વરશે નહિ. આ જવાબ વાંચી ઘણા ખરા નિરાશ થઇ ચાલી ગયા. કોઇક રૂપાંની પેટી ખોલતા. તેમાં પણ એવુંજ લખેલું હતું. પણ કોઇ પેલી સીસાની પેટી તરફ તો નજર પણ ન કરતા. હવે બૅસૅનિયોનો વારો આવ્યો. એ ચપળ બુદ્ધિવાળો હોવાથી વિચાર કરવા લાગ્યો કે આ પેટીઓ મારી પરીક્ષા કરવા મુકી છે; જો હું શોના કે રૂપાંની પેટી ખોલીશ તો એમ કહેવાશે કે હું બહારના સ્વરૂપથી દોરવાયો છું, માટે સીસાંની પેટી લઉ. એમ વિચાર કરી તેણે સીસાંની પેટી ખોલી. તેમાં લખેલું હતું કે ડાહ્યો પુરૂષ તેજ કહેવાય કે જે બહારના ભપકાથી અંજાતો નથી તેં ડહાપણથી ચુંટણી કરી છે. તું પોર્શિયા સાથે હસ્તમેલાપ કરવાને યોગ્ય છે.

પોર્શિયા અને બૅસૅનિયો વચ્ચે પ્રથમથીજ પ્રીતિ તો બંધાઇ હતી તેથી અને વળી સીસાની પેટી ખોલવાથી પોર્શિયાના પિતાની આજ્ઞા પણ મળી તેથી બીજેજ દીવસે તેઓ પોતાના બે ત્રણ મિત્રોને લઇ દેવલમાં ગયાં અને ત્યાં પ્રથમ ઇશ્વરની પ્રાર્થના કરી પછી એક એકનો હાથ ઝાલી તેઓ ધર્મગુરૂ સન્મુખ ઉભા રહ્યાં. તે ધર્મગુરૂએ યથાવિધી લગ્નની ક્રિયા કરી અને તેમને આશિર્વાદ દીધા. એજ દિવસે પોર્શિયાની સખી નેરિસા સાથે ગ્રેસ્યાનો પણ પરણ્યો. સુખમાં તથા વિનોદમાં દહાડા નિકળી જાય છે તેની જાણ થતી નથી. એક દીવસે પોર્શિયા, નેરિસા, બૅસનિયો, ગ્રેસ્યાનો બાગમાં ફરતાં હતાં તે સમયે એક કાસદ દોડતો આવ્યો અને એક પત્ર બૅસનિયોને આપ્યો. બૅસનિયોએ તે કાગળ વાંચવા માંડ્યો, અને ઓ! ઇશ્વર, આ શો કોપ, એમ કહી થરથર ધ્રુજવા લાગ્યો અને બેભાન જેવો થઇ બેસી ગયો. "શું છે, શું છે." એમ કહેતાં પોર્શિયા, ગ્રેસ્યાનો તથા નેરિસા તેના ભણી દોડતાં આવ્યાં. બૅસૅનિયોએ તે પત્ર પોર્શિયાને વાંચવા આપ્યો. તેમાં લખ્યું હતું કે વ્હાલા બૅસૅનિયો, મારાં પાંચે વહાણોનો હજી પત્તો લાગતો નથી. તે ડુબી ગયાં હશે. શાઇલૉક ચાંપતી ઉઘરાણી કરે છે, અને મુદ્દત પુરી થવા આવી છે, માટે તેણે ફરીયાદ નોંધાવી છે. એ કહે છે કે દસ્તાવેજ પ્રમાણે હું એક શેર માંસ લઇશ. અને એ લીધા વગર રહેવાનો નથી. દસ્તાવેજ પ્રમાણે કોરટ એને અપાવશે. આમ દંડ ભરતાં હું મારો પ્રાણ ખોઇશ. મને કંઇ દુ:ખ કે દીલગીરી છેજ નહિ. મારા પરમમિત્રને માટે મારો પ્રાણ અર્પણ કરતાં મને સંતોષ થાય છે, અને મારા અંતકાળે તું જો મારી પાસે હોય તો મારા સંતોષમાં વધારો થશે. માટે આ પત્ર વાંચી વહેલો આવજે. તારાં પત્નીને મારી સવિનય સલામ કહેજે અને કેહેજે કે તમારા સુખમાં મારે લીધે આ વિઘ્ન આવી પડ્યું તેથી હું બહુજ ખેદ પામું છું."

પોર્શિયા બોલી—એક શેર માંસ! શાઇલૉક લીધા વગર રહેશે નહિ. માંસ શું, શાઇલૉક કોણ? આમાં મને કશી સમજ પડતી નથી.

બૅસૅનિયો—પ્રીયા, મેં તમને* પ્રથમથીજ કહ્યું હતું કે મારી પાસે દોલત નથી, જે થોડોઘણો પૈસો મને વારસામાં મળ્યો હતો તે મેં અવિચારી ખરચ કરી લગભગ ઉડાવી દીધો છે. હાલમાં મારી દોલત એટલીજ છે કે ઇશ્વરે મને એક આબરૂદાર ખાનદાનમાં જન્મ આપ્યો. હું ખાનદાની છું પણ મારામાં જાતિયોગ્યતા કે સુલક્ષણ કશાં નથી.

પોર્શિયા—હવે, જાતિસુલક્ષણ છે કે નહિ તે જોવાનું કામ તમારૂં નથી, મારૂં છે, પણ આમાં શો ભેદ છે તે કહો.

બૅસૅનિયો—જ્યારે હું તમારે ત્યાં આવ્યો તે પહેલાં મેં મારા મિત્ર એન્ટોનિયો પાસેથી ૩૦૦૦ ડકેટ હાથ ઉછીના માગ્યા, કારણ કે મારે પોશાક વગેરેની ખરીદી કરવી હતી. દૈવયોગે તે વખતે એન્ટોનિયો પાસે પણ રોકડ નાણું નહતું તેથી તેણે યહુદી શાઇલૉક પાસેથી મને ૩૦૦૦ ડકૅટ વ્યાજે અપાવ્યા. પણ આ કપટી યહુદી જે એન્ટોનિયો ઉપર વેર રાખે છે તેણે છળ કરી કહ્યું કે મારે વ્યાજ કે મુદ્દલ કાંઇ જોઇતું નથી, જો મુદત પાકે ત્યારે ૩૦૦૦ ડકૅટ નહિ અપાશે તો હું એન્ટોનિયોનું એક શેર માંસ કાપી લઇશ. મને આમાં કપટ છે એમ સાફ દેખાયું, મેં ના કહી, એન્ટોનિયોને બહુ સમજાવ્યો, પણ મારા ભોળા ઉદાર દીલના મિત્રે માન્યું નહિ. દસ્તાવેજ લખી આપ્યો, અને મારે કારણે આ વિટમણામાં આવી પડયો ! ઓ ઇશ્વર ! કરૂણાસિંધુ ! મારા વ્હાલા મિત્રને સહાય થજે !

પોર્શિયા—પ્રીયતમ ! હવે બેસીને હાય અફસોસ કરવાનો વખત નથી. ચાલો, બધી વાત પડતી મુકી તમો વહેલા વેનિસ સીધારો અને પેલો યહુદી જેટલા પૈસા માગે તેટલા તેને આપો—બમણા, ત્રણગણા, દશગણા જેટલા માગે તેટલા આપી તમારા મિત્રને છોડવો. રોકડ નાણું

*આપણા લોકોમાં પુરૂષ પોતાની સ્ત્રીને " તું " કહી બોલાવે છે, અને સ્ત્રી પોતાના ભરથારને " તમે " કહે છે. અંગ્રેજોમાં સ્ત્રી પુરૂષ એકમેકને " તમે "જ કહે છે. હાલમાં આપણા કેળવાયલા વર્ગમાં પુરૂષ પણ પોતાની સ્ત્રીને " તમે " કહી બોલાવે છે.

મારી પાસે તૈયાર છે, તે લઇને સીધારો અને આ ઉદાર મિત્રને લઇને વહેલા આવજો.

બૅસૅનિયો તથા ગ્રેસ્યાનો વિલંબ ન કરતાં એકદમ નિકળી પડ્યા અને વેનિસ જઈને જુએ છે તો બાપડા ઍન્ટોનિયોને કેદખાને લઈ ગયા હતા. બન્ને જણુ ત્યાં ગયા અને એન્ટોનિયોને મળ્યા, તેટલામાં શાઇલૉક ત્યાં આવી લાગ્યો. બૅસૅનિયોએ તેને ૩૦૦૦ ડકૅટ અને જે વ્યાજ માગે તે આપવા કહ્યું. પણ શાઇલૉકે સાફ ના કહી. બૅસૅનિયોએ તેને સમજાવ્યો, કાલાવાલા કર્યા પણ વજ્ર હૃદયનો શાઇલૉક કાંઇ માને નહિ. બીજે દીવસે એ મુકરદમો કોરટમાં નિકળવાનો હતો. આખા શેહેરમાં હાહાકાર વર્તી રહ્યો. બધા લોકોને એન્ટોનિયો ઉપર બહુ દયા આવતી. બૅસૅનિયો તો ગાંડા જેવો બની ગયો હતો.

બૅસૅનિયોના ગયા પછી પોર્શિયા નેરીસાને કહેવા લાગી–અલી નેરિસા, તું જાણે છે કે મારી મિલ્કતનો વહીવટ કરતાં મને કાંઇક કોરટો, વકીલો, દસ્તાવેજો વગેરેનો અનુભવ થયો છે. મને વારેઘડીએ કોરટના કામ કરવાં પડ્યાં છે. તેથી મારો વિચાર છે કે હું વેશ બદલી વેનિસ જાઉં અને આપણા ઘરડા બૅરિસ્ટર મી૦ બેલેરિયોને સાથે લેતી જાઉં. માટે તું એક કામ કર, આ પત્ર લઇને બેલેરિયોને ત્યાં જા અને કહે કે બૅરિસ્ટરનો એક ઝભ્ભો અને વાલની બનાવેલી એક ટોપી મારે માટે મોકલો અને તારે માટે પણ એક જભ્ભો તથા ટોપી લેતી આવજે. તારે મારી સાથે આવવું પડશે. નેરિસા બેલેરીયોને ત્યાં ગઈ પણ તે વૃદ્ધ વકીલ મંદવાડને લીધે બહાર નિકળવાને અશક્ત હતો; પણ એ મુકરદમો કેમ ચલાવવો તથા કયા મુદ્દા ઉપર શું બોલવું તે સર્વ વિગતે લખી નેરિસ્સાને બે જભ્ભા તથા બે ટોપીઓ આપી વિદાય કરી. તરત વેશ બદલી પુરૂષનો વેશ ધારણ કરી બન્ને વેનિસ ગઈ અને જભ્ભા પહેરી સજ થઈ કોરટમાં આવી પહોંચી. કોરટમાં એજ કામ ચાલતું હતું.

ઇટાલીમાં તે વખતે સર્વોપરી રાજ્ય ન હતું. નાના નાના રાજ્યો સ્વતંત્ર પણે રાજ્ય કરતાં હતાં તેમાં વેનિસનું પણ સ્વતંત્ર

રાજ્ય હતું. જેમ હાલમાં ફ્રાન્સ અને અમેરિકા એ મોટાં પ્રજાસતાક રાજ્યો છે તેમ તે વખતે વેનિસ એક નાનું સરખું પ્રજાસત્તાક રાજ્ય હતું. તેનો વડો અધિકારી "ડોજ" (doge) અથવા ડ્યુક (Duke) કહેવાતો હતો. તેને વડા ન્યાયાધિશની સત્તા પણ આપેલી હતી. તેથી તે દીવસે વેનિસનો ડ્યુક વડી અદાલતમાં સર ન્યાયાધિશ તરીકે બેઠેલો હતો. તેની પાસે કેટલાક ધારાશાસ્ત્રીઓ બેઠેલા હતા. શાઇલૉક અને એન્ટોનિયો પણ ત્યાં હાજર હતા.

ડ્યુક—ફરીયાદી હાજર છે?

શાઇલૉક—હા, સાહેબ, હાજર છું.

ડ્યુક—પ્રતિવાદી ક્યાં છે?

એન્ટોનિયો—આ રહ્યો, સાહેબ, હાજર છું.

ડ્યુક—તેં આ કેવો દસ્તાવેજ લખી આપ્યો! તારે માટે મને બહુ દયા આવે છે.

અન્ટો—મારે માટે આપ આટલી દાઝ ધરાવો છો, તેથી હું આપનો ઉપકૃત થયો છું, સાહેબ.

ડ્યુક—(શાઇલૉકને), મેં સાંભળ્યું છે કે તું આ ગરીબ કમનસીબ વેપારીને સંતાપીને આખરે છોડી મુકનાર છે. તારો વિચાર એવો છે કે એન્ટોનિયોને એની ટોળ કરવાની રીત માટે ખુબ સજા કરી જવા દેવો. આ ખરી વાત છે? દયા કરવી એ મોટો પુરૂષાર્થ છે. ભુલ કરનારને સજા કરવી એ માણસનું લક્ષણ છે પણ તેના ઉપર દયા કરવી એ દેવતાઈ લક્ષણ છે.

શાઇલૉક—માનવંત સાહેબ, મેં આપને જાહેર કર્યું છે કે મેં કસમ ખાધા છે કે એક શેર માંસજ લેવું, ૩૦૦૦ ડૅકટ ન લેવા. દસ્તાવેજ પ્રમાણે હું દાદ માગું છું. વેનિસની અદાલતનો ઇન્સાફ ચોખ્ખો છે, ત્યાં કોઇની મુરવ્વત રાખવામાં આવતી નથી, ત્યાં દેશી કે પરદેશી, યહુદી કે ખ્રિસ્તી સર્વે એક સરખા ગણાય છે. આ દસ્તાવેજમાં કહેલો દંડ અપાવો. ઇન્સાફની અદાલતમાં ન્યાયની વાત થવી જોઇએ. ઇન્સાફની રાહે ઇન્સાફ થવો જોઈએ. અહીં દયાની વાત કરવાની

નથી. ક્ષમા, દયા, એ સૌ સાધુઓની વાત છે. સાહેબ, "સાધુધર્મ અને રાજધર્મ ભિન્ન છે." હું ઇન્સાફ માંગું છું. વેનિસની અદાલતમાં ચોખ્ખો અપક્ષપાત ઈન્સાફ સર્વેને મળતો આવ્યો છે, અને મને પણ મળવો જોઈએ. ઈન્સાફ નહિ આપો તો વેનિસની કીર્તિને કલંક લાગશે. દયા, ક્ષમા, આત્મભોગ એ સૌ મઠ અને અપાસરાની વાતો છે, અહીં અદાલતમાં ઇન્સાફ કરવાનો છે. હું ઇન્સાફ માગું છું.

ડ્યુક—તું ડકૅટ છોડીને એક શેર મનુષ્યનું માંસ લઈને શું કરવાનો છે. એ માંસ તને શા ખપમાં આવશે?

શાઇલૉક—ડકૅટ ન લેવા અને માંસજ લેવું એ મારા મનનો એક છંદ છે, મનનો ફાટો છે, એક વિકલ્પ છે. તમો કહેશો કે અલ્યા તારી અક્કલ ગઇ છે કે શું. હું કહું છું કે છંદ આગળ અક્કલનું કશું ચાલતું નથી. કોઇ વસ્તુ ઉપર ભાવ હોય છે કોઇ ઉપર અભાવ હોય છે. ત્યાં અક્કલનું કામ નથી. એ તો જાતિસ્વભાવ છે. કેટલાક માણુસો સર્પને જુએ છે તો તેમને કમકમી થાય છે અને કેટલાક સાપને ગળે વીંટાળીને ફરે છે; કેટલાક દેડકાને જુએ છે ત્યારે તેમને સૂગ લાગે છે. કેટલાક તેને હાથમાં પકડે છે, તેની જોડે રમે છે. કેટલાક કુતરા, બિલાડી, વાંદરાને શોખથી પાળે છે અને કેટલાકને તે તરફ અભાવ હોય છે. ખાવાની વસ્તુઓ વિષે પણ એમજ છે. કોઈને દુધ ઉપર રૂચી હોય છે, કોઈને હોતી નથી. ભાવ અભાવ આગળ બુદ્ધિનું ચાલતું નથી. એકને એક વસ્તુ ગમે તે બીજાને ન ગમે. એન્ટોનિયો પ્રત્યે મારો જાતિઅભાવ છે, અણગમો છે, શાથી અભાવ ઉત્પન્ન થયો તે કહી શકતો નથી. એ સ્વાભાવિક છે.

બૅસૅનિયો—આ કાંઈ તારો ભાવ અભાવ નથી, આથી તું તારો દ્વેષ દેખાડે છે, તારા મનમાં વેરભાવ છે, તે સ્પષ્ટ દેખાય છે.

શાઇલૉક—ભાઇ, તું શાની વચ્ચે ટાપસી પુરે છે? તારે અને મારે શું છે? હા, હા, મારો દ્વેષ છે, ખાર છે, ડંશ છે. ગમે તે હોય, હું દાદ માગું છું.

બૅસૅનિયો—શું જેના ઉપર ખાર હોય તેને રહેંશી નાખવો જોઇએ? આ કેવી નીતિ!

શાઇલૉક—અલ્યા તું સર્પને દેખે તેવોજ તેને મારી નાંખે, કે તે ડંખે અને પછી મારવા જાય? સર્પ ડંખે છે કે કેમ તે તું જોવા બેસતો હોઇશ, કેમ?

એન્ટોનિયો—ભાઈ બૅસૅનિયો, તું એમ ધારે છે શીખામણથી, તકરારથી, દલીલથી, પ્રતિબોધથી તું એનું મન ફેરવી શકીશ? વાઘને પ્રતિબોધ કરવાથી તે ગાયને ન મારવાનો? વરૂને શીખ દીધાથી તે ગરીબ ઘેટાંને જવા દેશે? એતો પત્થરપર પાણી. પણ એનુ હૈયું તો પત્થર કરતાં એ કઠણ છે. કોરટને અરજ કરૂં છું કે જે યોગ્ય લાગે તે ફેસલો કરો.

બૅસૅનિયો—તારા ૩૦૦૦ ડકૅટ ને બદલે ૬૦૦૦ લે, ૯૦૦૦ લે.

શાઇલૉક—મારે ડકૅટ જોઇતા નથી. મારે તો માંસ લેવું છે. (ડયુકને) સાહેબ હવે વિલંબ કરવાનુ કાંઈ કારણ છે?

ડયુક—આ મુકરદમામાં બરોબર ફેસલો આપવામાં મને મદદ કરવા મેં આપણા જાણીતા વૃદ્ધ વકીલ બૅલરીઓને બોલાવ્યા છે.

ચોબદાર—સાહેબ એક કાસદ તે વકીલ સાહેબ તરફથી આવ્યો હોય એમ લાગે છે. તે બારણે ઉભો છે.

ડયુક—જાઓ, તેને બોલાવો.

નેરિસા પુરૂષને વેશે દાખલ થાય છે. અને સવિનય નમન કરી ડયુકને એક પત્ર આપે છે.

ડયુક—તમે બૅલૅરિયો તરફથી આવ્યા છો?

નેરિસ—હા, સાહેબ, બૅલૅરિયોએ આપને સલામ કહાવી છે અને આ પત્ર આપને આપવા મને ફરમાવ્યું છે.

બૅલૅરિયો આવી શકવાનો નથી એમ જાણી શાઇલૅાકે પોતાની લાંબી છરી ઘસવા માંડી; અને એન્ટોનિયો તરફ જોઈ બોલ્યો, ચાલ તૈયાર થા.

ઍંસનિયો—અલ્યા, તું આગલે અવતારે વાઘ અથવા વરૂ હોઈશ, અને તે હિંસક પ્રાણીઓનો ક્રુર સ્વભાવ લઇને તું તારી માને પેટે અવતર્યો છે. વાઘને દયા હોય તો તને હોય. તું બધાંને ખાઇ જાય, બધાંનું લોહી પીએ તોજ તને સુખશાતા વળે, તું વાઘ કે વરૂ જેવો સર્વભક્ષક છે.

શાઇલૉક—દસ્તાવેજમાં લખેલી શરત પાળવી પડશે. એમાં વાઘ અને વરૂનું શું કામ છે.

ડ્યુક—શરીરની અસુખાકારીને લીધે બૅલૅરિયો આવી શકતા નથી પણ પોતે એક વિદ્વાન બૅરીસ્ટરને મોકલ્યા છે. તેઓ ક્યાં છે?

ચોબદાર—સાહેબ બહાર ઉભા છે.

ડ્યુક—જાઓ, વહેલા જાઓ, તેમને અંદર લઈ આવો.

બૅરીસ્ટરનો ઝભ્ભો પેહેરી તથા માથે વાળની ટોપી મુકી પોર્શિયા કોર્ટમાં પ્રવેશ કરે છે અને ડ્યુકને નમન કરે છે.

ડ્યુક—ભલે પધાર્યા. બૅલૅરિયો તરફથી આવો છો.

પોર્શિયા—હાજી, સાહેબ.

ડ્યુક—આ મુકરદમા વીષે તમને માહીતી છે.

પોર્શિયા—સાહેબ, હું એ મુકરદમાથી પુરેપુરો વાકેફ થયો છું. મારા વડીલ મિત્ર બૅલૅરિયો જોડે મારે એ વિષે ગઇ કાલે વાત થઈ હતી; અને અમે બન્નેએ એ ફર્યાદનામુ પૂરાં ધ્યાનથી વાંચ્યું છે. પેલો યહુદી અને એન્ટોનિયો હાજર છે?

કોરટના હુકમથી શાઇલૉક અને એન્ટોનિયાને સામા ઉભા રાખવામાં આવ્યા.

પોર્શિયા—આ કઇ જાતનો દંડ તમે લેવા માગો છો. આવી શરત તો કોઇએ લખાવી લીધી ન હશે.

શાઇલૉક—દસ્તાવેજમાં જે લખ્યું હોય તે ખરૂં.

પોર્શિયા (એન્ટોનિયાને)—આ દસ્તાવેજ તમે લખી આપ્યો છે?

એન્ટોનિયો—હા, સાહેબ, મેં લખી આપ્યો છે.

પોર્શિયા—આ તમારી સહી છે? કે કોઈ બીજાએ તમારા તરફથી કરી છે?

એન્ટોનિયો—નાજી, મારા તરફથી કોઇએ કરી નથી. એ મારીજ સહી છે.

શાઇલૉક (પોતાના મનમાં)—આહા! ઠીક થયું. જો એ નામુકર જાત તો સાબેત કરવાની પંચાતીમાં હું આવી પડત. ઠીકજ થયું. ખરો, ડોઢડાહ્યો.

પોર્શિયા—ત્યારે તો, શાઇલૉક, તારે દયા કરવી પડશે.

શાઇલૉક—દયા કરવામાં બી જબરદસ્તી હોય કે?

પોર્શિયા—દયા કાંઈ તાણીતોશીને લાવી શકાતી નથી. એ તો સ્વાભાવિક રીતે જેમ જમીનમાંથી મીઠાં પાણીનો ઝરો નિકળે છે તેમ અંતઃકરણમાંથી ઝરારૂપે નિકળે છે. દયા એ સર્વોત્કૃષ્ટ ગુણ છે. રાજામાં દયા હોય તો તે તેનાં મુકટ કરતાં વધારે તેને શોભા આપે છે. દયા ઇશ્વરી ગુણ છે. ઇશ્વરને આપણે દયાનિધી, કરૂણાસાગર એમ કહીએ. છીએ. તું ઇન્સાફ, ઇન્સાફ કર્યા કરે છે, પણ જો ઇશ્વરની પ્રાર્થના કરતાં આપણે ઇન્સાફ માગીએ તો કદી આપણને મુક્તિ મળે ખરી? તેથી, શાઇલૉક, હું તને પુછું છું કે તું આ ગરીબ માણસપર દયા કરતો નથી અને કરવા સાફ ના કહે છે, ત્યારે તું ઇશ્વર પાસે દયા કેમ માંગીશ? આપણે સર્વ પાપી છીએ, હવે જો ઇશ્વર પાસે આપણે ઇન્સાફજ માગીએ તો કદીબી આપણને મોક્ષ મળે ખરો? તું શેર માંસ લેવા માગે છે એટલે આ માણસની હિંસા કરવાનો તારો ઇરાદો છે. આ ઘોર પાપ માથે લેવા તું તૈયાર છે?

શાઇલૉક—મારાં પાપ મારે માથે, હાલ તો દસ્તાવેજમાં લખેલો દંડ અપાવો.

પોર્શિયા—શું એન્ટોનિયો પૈસા આપવાને અશક્ત છે?

બૅસૅનિયો—અત્રેજ કોરટમાં ૩૦૦૦, ૬૦૦૦, જેટલા કહે તેટલા આપવાને હું તૈયાર છું. એને દશગણા આપવા તયાર છું.

પોર્શિયા—ચાલ શાઇલૉક ત્રણગણા ડકૅટ લે, એટલા બસ થશે?

શાઇલૉક—મેં તો કસમ ખાધા છે, ઇશ્વિર સમક્ષ કસમ ખાધા છે, હવે મારાથી ફરાય કે ?

પોર્શિયા—ત્યારે તો, આ દસ્તાવેજ મુજબ એક શેર માંસ લેવાને કોર્ટ તને પરવાનગી આપે છે, અને કાયદો તને મુખ્ત્યારી આપે છે.

શાઇલૉકે ઘણા ઉમંગથી એક લાંબી છરી ઘસવા માંડી અને દાંત પીસી પોતાની ખુની આંખો એન્ટોનિયો ભણી ફેરવી બોલ્યો "ચાલ, બચ્ચા, કર તૈયારી તારૂં પેહરણ ઉતાર. તારી છાતી ઉપરથી માંસ કાપવું છે. પોર્શિયા તરફ ફરી–કેમ સાહેબ, દસ્તાવેજમાં એમજ લખ્યું છે કેને–છાતી ઉપરથી એક શેર માંસ કાપવું.

પોર્શિયા—હા, એમજ લખેલું છે. પણ શાઇલૉક, મનુષ્યહત્યા એ ઘોર પાતક છે હો! હજી વખત છે, સવેળા ચેતે તો સારૂં. કયો માણસ વેર લીધા પછે પસ્તાયો નથી.

શાઇલૉક—"વેર એ તો જગતનું રક્ષણ છે." મનુષ્ય પ્રાણી વેર લે છે. ઢોર વગેરે મુગાં પ્રાણીઓ વેર લે છે. મધમાખ જેવાં ક્ષુદ્ર પ્રાણીઓ વેર લે છે. વેર કોણ નથી લેતું ? પોતાને ઉપદ્રવ થયા છતાં વેર ન લે એવું પ્રાણી કયું છે? સ્વહસ્તે સજા કરીએ તે વેર કહેવાય અને સરકાર પાસે ઉપદ્રવ કરનારને સજા કરાવીએ એ દાદ માગવી કહેવાય છે. એ પણ એક જાતનું વેર કેની? માત્ર નામ જુદાં છે. વેર એ તો સ્વરક્ષણનું સાધન છે. વેર એ સારી ચીજ છે. ધર્મપુસ્તકોમાં વેરની નિંદા કરી છે, પણ તેથી વેર લેતાં કોઈ અટકે છે? "વેર એ તો જગતનું રક્ષણ છે." સરકારે કાયદા બાંધ્યા છે તે શાને માટે? વેર લેવા માટે. કોઈ સખસ તમારાં ઘરને આગ લગાડે, તમે તેના ઉપર ફરીયાદ કરો, કાયદો તેને સજા કરે છે. એ સજા તે શું? વેર નહિ તો બીજું શું? વેર તો લેવુંજ જોઇએ. જો લોકો વેર લેવાનું મુકી દે તો ઉપદ્રવ કરનારાઓની સંખ્યા વધી પડે અને માણસ જાતનો અંત આવી જાય. હવે તમને હું સાફ કહું છું કે કોઈ માણસની જીભમાં એટલી શક્તિ નથી કે મારો દૃઢ વિચાર ફેરવી શકે.

એન્ટોનિયો—સાહેબ, હું દંડ આપવાને તૈયાર છું.

શાઇલૉકે છરી ઘસવા માંડી.

પોર્શિયા (એન્ટોનિયોને)—તમારે કાંઈ કહેવું છે ?

એન્ટોનિયો—મારે વધારે કાંઈ કહેવું નથી. વ્હાલા બૅસૅનિયો, છેલ્લી સલામ ! તું મારે માટે શોક કરીશ નહિ. મારાથી કોઇને દુઃખ થયું નથી, મારાથી જેટલી થઈ તેટલી મેં મારા મિત્રોની સેવા બજાવી છે. આથી મને બેહદ સંતોષ થાય છે. એ સંતોષની ઢાલ ઉપર દ્વેશ, વેર, ખારની તલવાર કાંઈ કરી શકતી નથી. મરણને માટે હું તૈયાર છું, મરણ મને શું કરનાર છે. મારો આત્મા અમર છે. આત્માને માટે મરણ એ એક બારણું છે. તે બારણું ઉઘડે તોજ આત્મા કૈલાસે જઈ શકે.

પોર્શિયા—શાઇલૉક, માંસ તોલવાને ત્રાજવાં લાવ્યો છે કે ?

શાઇલૉક—આ છરી લાવ્યો, ત્યારે વળી ત્રાજવાં લાવતાં ભુલી જાશે ખરો ?

પોર્શિયા—અલ્યા, શાઇલૉક, તારે ખરચે એક ડૉકટરને બોલાવ, નહિ તો આ બાપડો લોહી જવાથી મરણ પામશે.

શાઇલૉક—દસ્તાવેજમાં એમ લખ્યું છે કે ડૉકટરને મારે હાજર રાખવો ?

પોર્શિયા—દસ્તાવેજમાં તો નથી લખ્યું. પણ તેમાં શું થઈ ગયું. એટલું કરશે તો પુન્ય લાગશે.

શાઇલૉક—દસ્તાવેજની શરત અક્ષરે અક્ષર બજા લાવવાની છે. એમાં વધઘટ થાય નહિ.

પોર્શિયા—એમ છે કે ? અક્ષરે અક્ષર શરત પાળવાની છે. તેમાં કશી વધઘટ થાય નહિ કેમ ?

શાઇલૉક—આપ મોટા ધારાશાસ્ત્રી છો, એટલે કહેવાની શી જરૂર છે ?

પોર્શિયા—ઠીક ત્યારે એક શેર માંસ કાપી લે, પણ લોહીનું એક ટીપું ન પડે. દસ્તાવેજમાં માત્ર આજ લખેલું છે કે એક શેર માંસ એન્ટોનિયોની છાતી ઉપરથી કાપી લેવું. તું કહે છે કે અક્ષરે અક્ષર શરત પાળવાની છે. માટે ચાલ, શેર માંસ કાપી લે. લોહી પડે નહિ એટલી સંભાળ લેજે.



ઠીક, ત્યારે, એક શેર માંસ કાપી લે, પણ લોહીનું એક ટીપું ન પડે.

શાઇલૉક જે છરી લઇને માંસ કાપવાને ટમટમી રહ્યો હતો તે જાણે વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ શુન્ય જેવો બની ગયો. તેના હાથમાંથી છરી તેમજ ત્રાજવાં પડી ગયાં અને બેત્રણ પળ સુધી પોર્શિયા સામે એકી ટસે બેબાકળો બની તેણે જોયા કીધું. પછી તે બોલ્યો–હૈ! શું? શું?

પોર્શિયા–અલ્યા મુંઢ જેવો ઉભો શું રહ્યો છે, મેં તને જે કહ્યું તેની સમજ પડે છે કે નહિ.

શાઇલૉક–શું કાયદો આમ ફરમાવે છે?

પોર્શિયા—તેં પોતેજ કહ્યું છે કે અક્ષરે અક્ષર શરત પાળવાની છે. માટે ફક્ત એક શેર માંસ કાપી લે.

શાઇલૉક–પણ લોહી રેડયા વગર માંસ કપાતું હશે વારૂ?

પોર્શિયા–અક્ષરે અક્ષર શરત બજા લાવવાની છે. તું પોતે આ અદાલતમાં અનેકવાર બોલી ચુકયો કે "મારે દંડજ લેવો છે, દસ્તાવેજમાં લખેલી શરત પ્રમાણે ચાલવું છે, અક્ષરે અક્ષર શરતને વળગી રહેવું છે." ચાલ, ત્યારે ટગમગ જોયા શું કરે છે? શેર માંસ કાપી લે. કોરટ તને પરવાનગી આપે છે, કાયદો તને મુખત્યારી આપે છે.

બૅસૅનિયો–અલ્યા શાઇલૅાક હાથના કીધા હૈયે વાગે તે આજ હોં !

અદાલતમાં લોકોની ભારે મેદની ભરાઈ હતી. સર્વેજન ઉદાસ થઈ બાપડા એન્ટોનિયોનું શું થાય છે તે જોવાને આતુર હતા. તેમાં કેટલાક તો અંતઃકરણથી ઇશ્વરની પ્રાર્થના કરતા હતા કે કોઇ પણ પ્રકારે એ બાપડો આ સંકટમાંથી ઉગરે. કોરટમાં એકઠા મળેલા લોકોએતો રક્તપાતની વકી રાખેલી અને એન્ટોનિયોનું શું થશે તેની ફિકરમાં હતા તેવામાં એકાએક શાઇલૅાકનો અવળો પાસો પડતો જોઈ બધાઓએ સંતોષનો નિશ્વાસ મુક્યો. "શેર માંસ લે, પણ લોહી રેડીશ નહિ"–આ મુદ્દો જુવાન બૅરિસ્ટરે દસ્તાવેજમાંથી ખેંચી કહાડયો અને બાજી તદન બદલાઇ ગઈ એ જોઈ લોકોનો હર્ષ એકદમ પ્રગટી નિકળ્યો. "વાહ ! વાહ ! ધન્ય છે તારી કુશાગ્રતા તથા બાહોશીને" બીજાઓ બોલ્યા "આતો જાણે ખુદાતાલાએ ફરેશ્તો મોકલ્યો." કેટલાક તેઓમાં ઘરડા હતા તે બોલ્યા–"એ તો બૅલૅરિયોની બલીહારી. તેણેજ આ મુદ્દો પકડયો હશે ભાઈ, ઘરડાઓ વગર ગાડાં ન વળે."

શાઇલૅાક ગળગળો બની ગયો ને બોલ્યો "ચાલો, મને ૩૦૦૦ ડકૅટ અપાવો. મારે શેર માંસ નથી જોઇતું.

બૅસૅનિયો–હા, લે આ રહ્યા ૩૦૦૦ ડકૅટ.

પોર્શિયા–ના, ડકૅટ હવે એનાથી લેવાય નહિ, એણે અનેકવાર આ કોર્ટમાં કહ્યું છે કે "મારે તો શેર માંસ લેવું છે. એનાજ બોલોમાં કહું તો ઇનસાફની રાહે ઇન્સાફ થવો જોઇએ.

અલ્યા શાઇલૅાક મારે તને કાંઈ બીજું પણ કહેવું છે.

શાઇલૅાક–વળી બીજું પણ હજી કહેવું છે ?

હવે શાઇલૅાક તદન આશાભંગ થઈ ગયો. કોરટ તાળીના અવાજથી ગાજી રહી. કોરટની અંદર ઉભેલાઓએ જે બહાર હતા તેમને કહ્યું અને જે બહાર ઉભા હતા તેઓએ રસ્તે ચાલતાઓને કહ્યું કે એક જુવાન બાહોશ વકીલે એક એવું પોઇન્ટ શોધી કહાડયું કે જેથી શાઇલૅાકની ક્રુર ધારણા નિષ્ફળ ગઈ અને એન્ટોનિયોનો જીવ બચ્યો. અને આખા શેહેરમાં વાત ફેલાઈ ગઈ.

પોર્શિયા—મારે બીજુ આ કહેવાનું છે કે તારે એક શેર માંસ તો કાપી લેવું પડશેજ પણ તે એક શેરજ હોવું જોઇએ, એક રત્તીભાર પણ વધારે કે ઓછું હોવું ન જોઇએ.

આ પ્રમાણે સ્પષ્ટ લખેલું છે-એક શેર માંસ કાપી લેવું. માટે જરી પણ વત્તું કે ઓછું હોવું ન જોઇએ. ચાલ, જોયા શું કરે છે.

શાઇલૉક—મને મુદ્દલ અપાવો, મારે વ્યાજ નથી જોઇતું.

બૅસૅનિયો—લે, તારા ૩૦૦૦ ડકૅટ. મારી પાસે તૈયાર છે.

પોર્શિયા—ઉભા રહો. એ કહી ચુકયો છે કે મારે તો દંડજ લેવો છે, ત્યારે હવે વ્યાજ મુદ્દલની વાત કેવી !

શાઇલૉક—શું ત્યારે મારા ધીરેલા પૈસા જાય ? તે પણ ન લઉં ?

પોર્શિયા—તારાજ શબ્દોમાં કહું છું-દસ્તાવેજમાં એમાંનું કશું લખેલું નથી. દસ્તાવેજની શરત અક્ષરે અક્ષર પાળવાની છે.

શાઇલૉક (મનમાં)—તારૂં નખોદ જજો. તેં આવીને મારી બાજી ઉલટાવી નાખી. મને લાગે છે કે મારા દહાડાજ વાંકા બેઠા છે. (કોરટને) હું ફરીયાદ ખેંચી લઉં છું. મને ઘર જવાની રજા આપો.

પોર્શિયા—ઉભો રહે, શાઇલૉક, મારે એક બીજા મુદ્દા ઉપરથી તને પકડવાનો છે. તું આમ છટકી જવા માગે છે તે તારાથી છટકાવાનું નથી. વેનિસના કાયદામાં એક એવી કલમ છે કે કોઇ પરદેશી વેનિસના રહીશની સામા કાવત્રું કરીને તેને નુકસાન પોંહચાડે તો તેની અર્ધી મિલ્કત રાજ્ય જપ્ત કરે અને અર્ધી જે સખસની સામા તરકટ કર્યું હોય તે લે; અને તે પરદેશીને સજા કરવી કે માફી આપવી એ નામદાર ડયુકના અખત્યારની વાત છે.

આ સાંભળી શાઇલૉકનો તો જીવજ ઉડી ગયો. શુધબુધવિનાનો મુંઢ જેવો ઉભોજ રહ્યો.

એન્ટોનિયો (ડયુકને)—નામદાર સાહેબ, મારે એની અર્ધી દોલત નથી જોઇતી. એણે પોતાની એકની એક છોકરીને વારસામાંથી બાતલ કરી છે કેમકે તે એક ખ્રિસ્તી સાથે એની મરજી વિરૂધ પરણી છે.

જો એ પોતાના વસીયતનામામાં પોતાની અર્ધી દોલત તેને લખી આપે તો મારે એની દોલતનો અર્ધો ભાગ જોઇતો નથી.

શાઇલૉકનો જીવ ઘાંટીમાં આવી રહ્યો હતો, તે હવે ઠેકાણે પડયો અને તે બોલ્યો—નામદાર સાહેબ, હું તેમ કરવાને રાજી છું.

ડ્યુક—ત્યારે હું તને સજા નથી કરતો, તને માફ કરૂં છું તેં માફી માગી તે પહેલાં મેં તને માફી બક્ષી છે. તારી નિરાધાર વૃદ્ધાવસ્થાપર મને દયા આવે છે. તું કહેતો હતો કે "ઇનિસાફની રાહે ઇનસાફ થવો જોઇએ." જો ઇનિસાફ કરૂં તો તું સજાને પાત્ર હોવાથી સજા પામે. પણ તેમ હું કરતો નથી. કેમ હવે તને લાગે છે કે દયા એ ઇશ્વરી ગુણ છે? જો તેં પ્રથમથીજ દયા કરી હોત તો આ બધા ગૃહસ્થો જે તારા શત્રુ બન્યા છે તે તારા ઉપકાર તળે રહેત અને તું માન તથા શોભા સાથે કોરટમાંથી વિદાય થાત.

શાઇલૉક—સાહેબ, હું તો દયા કરૂં છું ત્રણ હજાર ડકેટ હું નથી લેતો." આ ઉપરથી કોરટમાં હસાહસ થઇ રહી.

ડ્યુક—એ તો **अशक्तिमान भवेत साधु** તેના જેવું થયું. તારૂં કાંઈ ચાલતું નથી તેથી દયા બતાવે છે. જ્યારે સજા કરવી આપણા અખ્ત્યારમાં હોય તે વખતે ઉદાર મન રાખી દયા કરીએ તે દયા કહેવાય. અણુચાલતે દયા કરવી એ દયા નહિ કહેવાય.

શાઇલૉક—"સાહેબ મારા જીવને અકળામણ થાય છે, મારાથી ઉભા રહેવાતું નથી. હું ઘર જાઉં છું. મને રજા આપો.

ડ્યુક—તને રજા છે, જા. તારૂં વસીયત નામુ લખીને કોરટમાં નોંધાવજે. હર્ષના પોકાર તથા તાળીઓ વચ્ચે કોરટ બરખાસ્ત થઇ. જતાં જતાં ડ્યુકે એન્ટોનિયો તથા બૅસૅનિયોને કહ્યું " આ જુવાન બૅરિસ્ટરનો તમારા ઉપર મોટો ઉપકાર થયો છે. એમની મહેનત તથા હોશીયારીને છાજે એવું ઇનામ આપજો. "

એન્ટોનિયો તથા બૅસૅનિયોએ પેલા બૅરિસ્ટર ( પોર્શિયા )ને કહ્યું "મેહેરબાન સાહેબ, તમારો ઉપકાર શબ્દો વડે બતાવી શકાય અથવા

પૈસા વડે વાળી શકાય એવો નથી. જીવીશું ત્યાં લગી તમારો ઉપકાર અમારે માથે રહેશે છતાં અમારા માન તથા ઉપકારની એધાણી તરીકે આ ત્રણ હજાર ડકૅટ આપ સ્વીકારવા કૃપા કરશો. તમારે લાયક અમારાથી કશું બનતું નથી.

પોર્શિયા—ગ્રહસ્થો તમને આ સંકટમાંથી ઇશ્વરે ઉગાર્યા છે, તેણે મને પ્રેર્ણા કરી ત્યારેજ મને "લોહી ન રેડવું" એ મુદ્દો સુઝયો. ઇશ્વર ના હાથમાં હું સાધનભૂત થયો છું. આ કામ ફતેહમંદીથી પાર ઉતર્યું તેથી મને શબ્દાતિત સંતોષ થાય છે. એજ મારૂં ઇનામ.

બૅસૅનિયો—આ ત્રણ હજાર ડકૅટ આપની "ફી" નથી પણ અમો ગરીબના ઉપકારની એધાણી છે.

પોર્શિયા—જો ના કહું છું તો તમો જેવા સદગૃહસ્થોના મન દુભાય છે. તમારી એમજ મરજી છે કે મારે એધાણી દાખલ કાંઈ પણ લેવું. ચાલો, ત્યારે આ તમારી વીંટી લઉં છું.

એમ કહી બૅસૅનિયોનો હાથ પકડી વીંટી લેવા માંડી. બૅસૅનિયો તો આફ્ળો ફાંફ્ળો બની ગયો અને બોલ્યો—સાહેબ, આ વીંટીની કિમ્મત નજીવી છે, હું આપને બીજી ભારે મુલ્યની વીંટી લઈ આપીશ.

પોર્શિયા—ભારે રત્નજડિત વીંટી હશે તે મારે શે ખપની, મારે તો તમારી વીંટી જોઈએ છે.

બૅસૅનિયો—સાહેબ, આ વીંટી મારાં પત્નીએ પરણતી વખતે મને આપી હતી. તે વીંટી મારાથી ન અપાય. એજ કારણથી ના કહેવાની બેઅદબી કરૂં છું. આ અસભ્યતાને લીધે મને ખેદ થાય છે. સારામાં સારી વીંટી જે વેનિસમાં મળી શકે તે હું શોધી કાહાડીશ અને આપને આપીશ.

પોર્શિયા—મારા મહેરબાન, તમે પણ પેલા શંખ વાળી વાતો કરો છો. અલ્યા શંખ લાવ લાખ, તો કહે લે સવા લાખ. ગજ ભરી જાઓ છો પણ તસુ ફાડતા નથી.

આમ કહી પોર્શિયા જાણે ગુસ્સે થઇ હોય એમ ડોલ બતાવી ચાલવા માંડયું.

ઍન્ટોનિયો—ભાઇ બૅસૅનિયો, તારા પત્ની ઘણા વિચારવંત જણાય છે. તેમને સમજ પાડીશું કે આવા કારણને લીધે વીંટી આપવી પડી છે, તો તેઓ સમજી જશે.

બૅસૅનિયોએ વીંટી કહાડી ગ્રેશ્યાનોને આપી અને બોલ્યો—દોડ, ગ્રેશ્યાનો, આ વીંટી પેલા બૅરિસ્ટર સાહેબ જાય છે તેને આપી આવ અને કહેજે કે મારાથી અવિવેક થયો છે, માટે માફ કરજો.

ગ્રેશ્યાનો "સાહેબ, જરી ઉભા રહો" એમ બુમ પાડતો દોડી પોંહચ્યો અને પેલી વીંટી આપી બોલ્યો—મારા મિત્ર બૅસૅનિયોએ આ વીંટી મોકલી કહાવ્યું છે કે મને કૃતઘ્ની અથવા કૃપણ ધારશો નહિ. શા કારણથી ના કહેવી પડી તે વિષે આપ સુજ્ઞ છો એટલે વધારે કહેવાની અગત્ય નથી.

નેરિસા—તમો જાણો છો કે શાક્ષી પુરાવા લખવામાં મને પણ ઘણો શ્રમ પડયો હતો. ત્યારે શું હું ખાલી હાથે જાઉં? મને આ તમારી વીંટી બહુ ગમે છે, એ મને આપો.

ગ્રેશ્યાનો (મનમાં) ભોગ લાગ્યા. શુળી વચ્ચે સોપારી. જો ના કહું છું તો મખીચુસમાં ખપીશ, જો આપી દઉં તો ઘરમાં પંચાતી થવાની; જે થાય તે ખરૂં, (નેરિસાને) લો, સાહેબ, આ મારી વીંટી, શાઇલૉકની પંચાતી એઓ સાહેબે ચુકવી, હવે મારે ત્યાં જે પંચાતી થશે તે તમે ચુકવવા આવજો. (સ્વાગત—પરણીને આપદામાં આવી પડયો છું. પરણ્યામાં કાંઈ સાર નથી હોં!)

પોર્શિયા—બેન નેરિસા, ચાલો સવેળા બેલ્મોંટ જઇએ. વિલંબ કરવાનું કારણ નથી. હું ધારૂં છું કે બૅસૅનિયો અને ગ્રેશ્યાનો ઍન્ટોનિયોને લઈ સહવારે આવી પોંહચશે. તેઓ આવે તે પહેલાં આપણે ત્યાં પોંહચવું જોઇએ.

પોર્શિયા અને નેરિસા બેલ્મોંટ પહોંચ્યાં. તે વખતે મધરાત થઈ હતી. ચંદ્રનો રૂપેરી પ્રકાશ પડતો હતો અને બુલબુલ પક્ષી બાગના ઝાડમાં ગાઈ રહ્યું હતું.

પોર્શિયા—આજે મને ચંદ્રનો પ્રકાશ નિત્ય કરતાં વધુ મોહક લાગે છે અને બુલબુલનું ગાયન અસાધારણ મીઠું લાગે છે. આ નાનો

દીવો જે મારા ઓરડામાં પ્રકાશે છે તેનું તેજ પણ આજે નવીન પ્રકારનું લાગે છે.

નેરિસ્સા—બેન પોર્શિયા, સુકૃત્યનો પ્રભાવ એવોજ છે. "મેં આજે એક સારૂં કામ કર્યું, મારાથી એક જનનું કલ્યાણ થયું છે." એવું જ્યારે આપણને અંદરથી લાગે છે ત્યારે મનમાં એક નવીન આનંદ વર્તી રહે છે અને તે આનંદ આંખ દ્વારા નીકળી સર્વ વસ્તુ ઉપર પડે છે અને તેથી સર્વ વસ્તુ મોહક લાગે છે.

આમ તેઓ વાતો કરતાં હતાં એટલામાં રાત્રીનું સ્વરૂપ બદલાયું હોય એમ તેમને લાગ્યું. પોહ ફાટયો. અરૂણનો ઝાંખો ગુલાબી પ્રકાશ પૂર્વમાં થયો. કુકડાઓ બાંગ પોકારવા લાગ્યા. બીજાં પક્ષીઓ જાગૃત થયાં અને બુલબુલ રાત્રીનો અમલ ઉતરી ગયો એટલે મૌન થઈ ઝાડના જુથમાં સંતાઈ ગયું. પોર્શિયા તથા નેરિસ્સાએ પોતાનો પોશાક પહેરી લીધો અને નાસ્તાની તૈયારી થતી હતી એટલામાં ઘોડાના પગલાં દુરથી આવતાં સંભળાયાં અને થોડીવારમાં ત્રણ ઘોડેસ્વારો બારણા આગળ ઉતરી પડયા. પોર્શિયા અને નેરિસ્સાએ બહાર આવીને તેમને આવકાર દીધો.

"આ મારા વ્હાલા મિત્ર એન્ટોનિયો" આમ કહી બૅસૅનિયોએ પોર્શિયા જોડે એન્ટોનિયોનું ઓળખાણ કરાવ્યું. પોર્શિયાએ નમન કરી (યૂરોપીઅન રીત પ્રમાણે) "શેકહૅન્ડ" કર્યું અને બોલી—તમે ભલે પધાર્યા. મારા બૅસૅનિયોના મિત્રને આવકાર દેતાં મને આનંદ થાય એમાં પુછવું શું, પણ તમો આવી આફતમાંથી ઉગર્યા અને મારે ત્યાં પધાર્યા તેથી તમોને આવકાર દેતાં મને બેવડો આનંદ થાય છે. તમો મારા બૅસૅનિયોના વડીલ મિત્ર છો, એટલે અમારા મુરબ્બી છો. આવો અંદર આવો, અમારૂં ઘર પાવન કરો. સર્વ ઘરમાં દાખલ થયાં. પોર્શિયા બોલી "આવા સંકટમાંથી તમારો અણધાર્યો છુટકારો થયો તેથી હું ઈશ્વરનો પાડ માનુ છું અને તમોને મુબારકબાદી આપું છું

એન્ટોનિયો—તમો બેન સત્ય કહો છો. મેં તો ધાર્યું હતું કે મારા દહાડા ભરાઈ ચુકયા છે પણ ભાવી લેખ મટતા નથી. ઇશ્વરી તંત્રમાં

એવી ગોઠવણ થઈ હશે કે મનુષ્યરૂપે એક ફરેશ્તો આવીને મને બચાવે કારણ કે જે જુવાન બૅરિસ્ટરને ન્યાયાધીશે બોલાવ્યો હતો તે મારા મન થકી જાણે એક ફરેશ્તોજ આવ્યો હોય એમ હજી મને લાગે છે. તમારા પ્રેમાળ આવકાર અને તમારાં અભિનંદનને માટે ઉપકાર માનું છું.

નેરિસા—( એન્ટોનિયોને ) સાહેબ, બે ફરેશ્તા આવ્યા હતા, કેમ વારૂ? એકે આવી આપને ઉગાર્યા અને બીજો આવીને મારા પતીની વીંટી લઈ ગયો, કેમ ? (ગ્રેશ્યાનોને)–મુદ્રિકા કયાં છે, મુદ્રિકા ?

ગ્રેશ્યાનો—( મનમાં ) કમબખ્તી! ધાડ આવી. પરણ્યામાં સાર નથી. ( નેરિસાને )–મુદ્રિકા ! તે શું ?

નેરિસા—અરે, વીંટી, વીંટી જે મેં તમને આપી હતી.

ગ્રેશ્યાનો—ત્યારે એમ કહેની, વીંટીની મુદ્રિકા કેમ થઈ ગઈ?

નેરિસા—તેના ઉપર મુદ્રાલેખ હતો તેથી મુદ્રિકા કહું છું.

ગ્રેશ્યાનો–આટલી નાની સરખી નજીવી વસ્તુ તેનુ આવડું લાંબું નામ–મુ–દ્રિ–કા!

નેરિસા–તેને તમે નજીવી કહો છો! તે ઉપરનો લેખ વાંચ્યો હતો કે?

ગ્રેશ્યાનો–આ કયાં આપદામાં આવી પડયા! મેં બૅસૅનિયોને પ્રથમથીજ ના કહી હતી કે ભાઇ પરણ્યામાં સાર નથી.

નેરિસા–તે લેખ વાંચ્યો હતો કે? "પ્રિતિ અખંડ રાખજો, અને મને ભુલશો નહિ." હવે તે વીંટી નજીવી કહેવાય કે? આ લેખની કિમ્મત શું ધારો છો?

ગ્રેશ્યાનો–શું વીંટી ગઈ એટલે પ્રીતિ ખંડિત થઈ? અને હું તમને ભુલી ગયો? શી વાત કરો છો?

નેરિસા–"જીવીશ ત્યાં લગી આ વીંટી સંભાળીને રાખીશ" એવું વચન આપ્યું હતું, અને એજ દીવસમાં વીંટી કોણ જાણે કોને આપી

આવ્યા. પ્રેમ શું છે, હૃદય કેમ ખિન્ન થાય છે તેની તમો પુરૂષોને કશી દરકાર નથી. મારી વીંટી વિષે મને શંકા થાય છે, કોણ જાણે કોને આપી હશે !

બ્રેશ્યાનો—પ્રેમ–હૃદય–મસ્તક–બ્રહ્માંડ–તમો સ્ત્રીઓના તરંગના વેગથી સીમા વળી. શંકા રાખવાની કશી જરૂર નથી. બૅરિસ્ટરની જોડે તેમના મદદનીસ આવેલા હતા તેઓએ આગ્રહ કરી માગી અને મેં તેને આપી.

નેરિસા—તેને તમારે કહેવું હતું કે આ વીંટી મારી સ્ત્રીએ પોતાના પ્રેમની એંધાણી દાખલ મને આપી છે, તેથી હું આપી શકતો નથી. મેં તેને વચન આપ્યું છે કે તમારી વીંટી કોઇને આપીશ નહિ. તેથી આ નહિ, પણ બીજી એથી વધારે મુલ્યવાન વીંટી હું તમને આપીશ. આમ જો તેને કહ્યું હોત તો તે ગ્રહસ્થ (જો તે ગ્રહસ્થજ હોત તો) વધુ આગ્રહ કરત નહિ.

બ્રેશ્યાનો—ભુલ્યા ત્યાંથી ફરી ગણો. ચાલો, મને બીજી વીંટી આપો, અને હું તમને ફરી વચન આપું છું, એટલે આ પંચાતી મટી, કેમ ?

પોર્શિયા (હસીને)—બ્રેશ્યાનો, તમે આમ ટોળ ટપ્પા કરી ઉડાવવાની વાતો કરો છો. મેં મારા ઍન્ટૉનિયોને એવીજ એક વીંટી આપી છે. તેઓ કોઇના આગ્રહથી ડગે એવા નથી.

ઍન્ટૉનિયો (એન્ટોનિયોને કાનમાં) વાદળાં ચોતરફથી ઘેરાવા માંડયાં છે, હવે વાવઝોડાં અને વૃષ્ટિની તૈયારી, હોં !

બ્રેશ્યાનો—બેન, તમો સ્ત્રી જાતિનો અમલ ગૃહરાજ્યમાંજ ચાલે છે. પરણ્યા પહેલાં તમારો સંબંધ માતપિતા, ભાઇબેનો, સગાં સંબંધી સાથે હોય છે, પરણ્યા પછી પતિ, બાળકો જોડે હોય છે. ગૃહરાજ્ય જ્યાં સ્ત્રી કે માતાનો અમલ ચાલે છે ત્યાં સૌ સ્ત્રી જાતિના પ્રેમ, મમતા, નિસ્વાર્થપણાના બંધનથી બંધાયલાં હોય છે. એ રાજ્યમાં એક

વચની થવામાં વિઘ્ન નડતાં નથી. પણ બોહળા સંસારમાં અમો પુરૂષોને અનેક સંજોગો વચ્ચે અનેક સંબંધમાં આવવું પડે છે ત્યાં ઘરના જેવી સરળતા મળતી નથી.

બૅસૅનિયો—અલ્યા, ગ્રેસ્યાનો, આવી ગંભીરતાથી બોલતાં તને આજેજ સાંભળ્યો ! બેન નેરિસા, એક સમર્થ બળદને તમે નાથ્યો છે.

ગ્રેસ્યાનો—મને બોલતાં અટકાવો ના. બેન પોર્શિયા—જે બૅરિસ્ટરે આવી અમુલ્ય સેવા બજાવી તેને જે માગે તે આપણે આપવું જોઇએ. બૅસૅનિયોએ તેને ૩૦૦૦ ડકૅટ આપવા માંડયા તે તેણે ન લીધા અને તમારી વીંટી જે બૅસૅનિયોની આંગળીએ હતી તે માગી. બૅસૅનિયો ગભરાયો અને બોલ્યો આ વીંટી મારાથી ન અપાય, હું બીજી ઘણીજ મુલ્યવાન વીંટી તમને લાવી આપીશ. તે બોલ્યો મારે મુલ્યવાન વીંટીની શી દરકાર છે, મને તો આ તમારીજ વીંટી જોઈએ છે. શું તમે મને ભિક્ષુક સમજો છો ? આમ ક્રોધના વચન કહી ચાલવા માંડયું. હવે જો વીંટી ન આપે તો બૅસૅનિયો મખીચુસમાં ગણાય અને જો આપે તો વચન ભંગ કર્યું કહેવાય. આવી હચુપચુ સ્થિતિમાં એન્ટોનિયોની સલાહ ઉપરથી બૅસૅનિયોએ વીંટી મારી જોડે મોકલી. હું દોડતો તેની પાછળ ગયો અને વીંટી આપી. તે ઉપરથી તેના મદદનીસે મારી વીંટી માગી એટલે મારે પણ આપવી પડી.

પોર્શિયા—બૅસૅનિયોનો બચાવ કરવા તમે ઠીક વકીલ થઈ આવ્યા છો, પણ વીંટી તો તમો બન્ને જણા આપી આવ્યા. અફસોસ ! તમો પુરૂષોનો શો ભરોસો.

બૅસૅનિયો—હું મારા બચાવમાં કાંઇ વધુ કહેતો નથી, પણ સત્ય-માનજો કે જો તમે ત્યાં હોત તો તેની લાયકી તથા આગ્રહ જોઈ તમેજ મારી પાસેથી વીંટી માગી લઈ તેને આપત.

અન્ટોનિયો—આ ટપાટપી અને વિરોધ મારે લીધે થયો છે. મારા બૅસૅનિયોને માટે મેં મારૂં શેર માંસ સાનમાં મુકયું હતું. શેર માંસ કે જીવ કરતાં એ આબરૂ વધારે મુલ્યવાન છે. ચાલો ત્યારે, હું

મારી આબરૂ સાનમાં મુકી કહું છું કે મારો બૅસૅનિયો ફરી કદી બે વચની થશે નહિ.

પોર્શિયા—ત્યારે તમો બૅસૅનિયોના જામીન થાઓ છો? તમારા ઉપર મારો પૂરો ભરોસો છે. લો, આ વીંટી બૅસૅનિયોને તમારા હાથે આપો.

બૅસૅનિયોએ વીંટી લીધી તો ખરી, પણ તે તરફ ટગમગ આશ્ચર્યતાથી જોયા કર્યું. "આ શો ચમત્કાર આ તો તેજ વીંટી છે," આમ કહી પોર્શિયા તરફ જોયું. પોર્શિયાએ હસીને સર્વ હકીકત કહી. આ સાંભળી સર્વ આશ્ચર્ય પામ્યાં. ઍન્ટોનિયોએ પોર્શિયાનો પાડ માન્યો અને બોલ્યો "બેન પોર્શિયા, તમારો ઉપકાર મારા ઉપર સર્વદા રહેશે." પોર્શિયા બોલી "તમો મુરબ્બીની સેવા બજાવવાને અમે બંધાયલાં છીએ." એટલામાં લોરેન્સો તથા શાઇલૉકની દીકરી જેસીકા ત્યાં આવી લાગ્યાં અને ઍન્ટોનિયોના સર્વ વહાણો સહીસલામત આવી પોહચ્યાં છે એમ કહી આનંદમાં વધારો કર્યો.

ગ્રેશ્યાનો—નેરિસા, મારો કોઈ જામીન થતો નથી. પણ તેની ચિંતા નહિ હુજ મારો પોતાનો જામીન થાઉં છું અને તને ખાત્રીથી કહું છું કે, આ તારી વીંટી જો તું તારીજ પાસે રાખીશ તો હું કદી કોઈને તે આપીશ નહિ, અને બેવચની થઈશ નહિ. કેમ? આ ગોઠવણ ઠીક છે કેની?

આ નાનુ પુસ્તક પ્રગટ કરવાનો ઉદ્દેશ એટલોજ છે કે આપણી પ્રજામાં સ્ત્રીનો દરજ્જો શો છે તેનુ યોગ્ય જ્ઞાન ફેલાવવું. આપણામાં સ્ત્રીનો દરજ્જો પુરૂષ કરતાં બહુ હલકો ગણવામાં આવે છે; સ્ત્રીઓ પોતે પોતાને વિષે હલકો વિચાર ધરાવે છે. જો સ્ત્રીઓને યોગ્ય કેળવણી મળે, જો તેઓ પત્ની તરીકે તથા માતા તરીકે પોતાનો દરજ્જો કેટલો ઉંચો છે તે જાણે, જો તેઓના દરજ્જાને છાજે એવું માન તેઓને પુરૂષો આપે, તો આપણી પ્રજાની ઉન્નતિ તથા પ્રગતિ વેહેલી થાય એમાં કશો સંશય નથી. પ્રાચિન હિંદુસ્થાનમાં પુરૂષ પોતાની સ્ત્રીને અર્ધાંગના કેહતો. અર્ધાંગના! અહા! આ શબ્દમાં પ્રાચિન હિંદનો

બધો ઇતિહાસ સમાઈ જાય છે; જે પ્રજામાં સ્ત્રીનો આવો દરજ્જો હતો તે પ્રજાનું ગૌરવ, કુલીનતા તથા મોહટાઈ કેવાં હોવાં જોઈએ! દુર્ભાગ્ય આપણું કે સ્ત્રીનો તે ઉંચો દરજ્જો આપણે ભુલી ગયા છીએ! કેળવાયલી માતાઓ દેશની ઉન્નતિ કરવામાં પુરૂષો કરતાં વધારે ઉપયોગી થઈ પડે છે, કેમકે The hand that rocks the cradle governs the world.

કહે નેપોલિયન દેશને કરવા આબાદાન:
સરસ રીત તો એજ કે દો માતાને જ્ઞાન.

